ચૈત્રી સંવત ૧૯૭૩ નું

# ભવિષ્ય ફળ.

રૂ, સુતર, અફીણ, અળશી, ઘઉં, ચાંદી, સરસવ, તેલ.
ઘી, ગોળ વગેરે વસ્તુઓની તેજી-મંદી તથા
સુકાળ-દુષ્કાળ દર્શાવનારૂં દર્પણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**હીરાલાલ વર્ધમાન શાહ.**

ઠે. ભીંડી બજાર, વોરાનો માળો, મુંબઈ, પોષ્ટ નં. ૯

સોલ એજન્ટ

**મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ.**

ભીંડી બજાર, વોરાનો માળો, મુંબઈ, પોષ્ટ નં. ૯

સને ૧૯૧૬. પ્રત ૩૦૦૦.

કીંમત આના ૩. પોષ્ટેજ આનો અર્ધો.

સુબોધિની પ્રેસમાં વૈદ્ય ભગવાનલાલ ત્રિભોવને માલેકને માટે છાપ્યું
૩૦-ગનબરગેટ કોટ, મુંબઈ.



# ડા૦ જી. બી. ની ખુશબોદાર

# તપકીર

## ને વર્તમાન પત્રો.

હીંદુસ્તાન (દૈનિક પત્ર) કહે છે કે

ડા૦ જી. બી. ની તપકીર

અમોએ વાપરી છે અને બજારોમાં વેચાતી તેવી જાતની તપકીરોમાં તે પહેલા નંબરની છે. ગમે તેવું માથું દુખતું હોય પણ એક ચપટી સુંઘતા ભેજું તાજગો પામે છે.

**સાંજ વર્તમાન** કહે છે કે—તપકીરની એક ચપટી ભરી નાક આગળ લેતાંજ રૂમાલ ઉપર ઓટો-ડી-રોઝ છાંટયું હોય તેમ બેહક બેહક થાય છે.

છતાં પણ બીજા ઉપર શા માટે વિશ્વાસ રાખો છો! સેમ્પલ બોટલ તો મફત મળે છે. વાપરો ને ખાત્રી કરો.

**ગુરૂ બસવાની કું૦ મદ્રાસ.**

બધા ખુલાસા અને પત્ર વ્યવહાર માટે:—

**વર્ધમાન એન્ડ સન્સ, મુંબઇ નાં૦ ૯.**

## નિવેદન.

षडदोषाः पुरुषेणेह हातव्या भूतिमिच्छता ।
निद्रा तंद्रा भयं क्रोधमालस्थ दीर्घसूत्रता ॥

ધનની ઇચ્છા રાખનાર પુરૂષે નિદ્રા, તન્દ્રા, ભય, ક્રોધ, આલસ અને દીર્ઘ સૂત્રતા એ છ અવગુણનો ત્યાગ કરવો જોઇએ.

સકલ સંસારમાં દરેક જડ ને ચૈતન્ય વસ્તુઓ છે, તે દરેકને ઉન્નતિ પામેલી જોઇએ છીએ. ઘણી બારીકાઇથી વિચાર કરીએ તો જણાશે કે ખરેખર દરેક વસ્તુઓ ઉન્નતિ પામવાને રચાયેલી છે. જે જે વસ્તુઓ કાલે નાની જોઇ હતી, તે આજે અન્ય સ્વરૂપે દેખાય છે. સવારનો સુર્ય જે કોમળ હતો તે મધ્યાન્હે ઉગ્રરૂપ ધારણ કરે છે. ડુંગરાઓની ખીણમાંથી શરૂ થતો નાનો ઝરો આગળ વધતાં સરિતા ને મોટી નદી થયેલી જોઇએ છીએ. આ બધો ફેરફાર સુચવે છે કે દરેક વસ્તુ માત્ર ઉન્નત દશા પામે એજ પ્રકૃતિનો સ્વભાવ છે. કુદરતે ઉન્નત થવાને દરેકમાં ગતિ મૂકી છે ને તેજ નિયમાનુસાર અમોને તમો પણ આગળ વધીએ છીએ એમ કેમ ન કહી શકાય!

ચાલુ વર્ષે તમારી હરનીશ શેવા બજાવતું "ભવિષ્યફળ" પણ એક કુદકો મારી આગળ વધ્યું છે, ને આઠમાં વર્ષમાં પ્રવેશ કરે છે. ભવિષ્યફળ બહાર પાડવાની પ્રથમ શરૂઆત સંવત્ ૧૯૬૬ માં થઈ હતી ને છેલ્લાં સાત વર્ષથી વેપારી આલમનું સારૂં ધ્યાન ખેંચાયું છે, તેટલુંજ નહિ પણ ઘણું

માનનિય ને જગા વ્હાલું થઇ પડયું છે તેથીજ અમારા માન-વંતા ને કદરદાન માહકોની સેવામાં દર વર્ષ મુજબ નવુ ભવિષ્યફળ રજુ કરતાં ઘણો આનંદ થાય છે.

અમારાં શ્રમને માટે ઘણાં સદ્ગૃહસ્થો તરફથી સરટીફીકેટો તથા આભારની લાગણી જણાવી છે. ને સર્વનો આ તકે અમો અંતઃકરણપુર્વક આભાર માનીએ છીએ ને જેવી લાગણી ધરાવતાં આવ્યા છો તેજ માફક હરનીશ કાયમ રાખી અમારાં કામને ઉતેજન આપ્યાં કરશો.

સૃષ્ટિમાં સઘળાં એક સ્થિતિનાં હોતાં નથી. કોઇ શ્રીમંત તો કોઈ ગરીબ, કોઇ સુખી તો કોઇ દુઃખી, કોઇ રાજા તો કોઇ રંક છે. પરંતુ દરેકને ઇન્સાનીયત—માણુસાઇ જેવું ઉમદા ગૌહર આપ્યું છે તે ઓછું નથી, ને તેથીજ માણુસ જાત બીજી વસ્તુઓ કરતાં જલદી આગળ વધી શકે છે. પોતાની બુદ્ધિનો ને આવેલાં સંજોગોની ઉપયોગી તક ગુમાવતો નથી. અમારૂં ભવિષ્યફળ શું છે? તે કાંઇજ નહિ પણ આવતી તકો તમારી નજર સમક્ષ લાવનાર ને બુદ્ધિ ખીલવનાર છે, વેપારી-ઓનો ભોમઓ છે. “ ઘોર અંધારી રાત્રે અરણ્યમાં ભટકતાં મુસાફરોને ફાનસ માર્ગદર્શક થઇ પડે છે ” તેવુંજ આ નાનકડું પણ અતિ મહત્વતાવાળું પુસ્તક વેપારીઓને લાભનું છે.

આપણાં હાલનાં ઘણાં વેપારીઓ તો એવાં હોય છે કે પોતાનાં મગજમાં જે વાત ઉતરી તેજપ્રમાણે આખરસુધી ઘોડો દોડાવ્યા કરે છે. નથી જોતાં આગળ પાછળનો સંજોગ કે નથી

ગતાં કુતેહુબાજ વેપારીઓનાં વિચાર. એટલુંજ નહિ પરંતુ વેપારની સ્થિતિ કેવી છે, દેશની સ્થિતિ કેવી છે, બજાર પ્રકારનો છે કયા દેશનો પાક કેવો સારો છે, દેશાંતરોની ક, જાવક, કેમ છે ? તે શીવાય દેશ પરદેશનાં છેલ્લાં સમાપણ કેવા છે ? એ બધા સવાલો તરફ બેદરકાર રહે છે થવું ન જોઇએ. એ બધી જાતની સંપૂર્ણ માહીતીઓ ધરી જોઇએ.

વળી આપણા દેશી વેપારીઓ એટલાં બધાં અજ્ઞાન હોય ; ચાલુ લડાઇનાં વખતમાં ગામ ગપાટાં–Rumours થી રાઇ જઇ પોતાનાં વેપારમાં ઉથલ પાથલ કરી ખોટનાં ખાાં પડતું મૂકે છે. એવી અફવાઓ કાને ધરતાંની સાથે પોતાનાં જમાં લડાઇ ચાલતી હોય તે દેશની ભુગોળ ને લડાયક ગોઠનો ખ્યાલ લાવવો જોઇએ. શત્રુ રાજ્ય જ્યારે અચંબો પમાને હાલ થાકી ગયેલાંની માફક જ્યાં ત્યાં ઝાવા માર્યા કરે ત્યારે મિત્રરાજ્યો મક્કમપણે પોતાની તૈયારીઓ કરતાં રહ્યાં તે અખૂટ અજીત્ય બળ જમાવતાં રહ્યાં છે. જર્મની પહેલ વહેલાં ખા યુરોપને ચાઉ કરી જવાની ગુસતાખી સાથે કૂદી પડ્યું, ; હાલ શું જુવે છે કે આતો "બકરૂં કાઢતાં ઉંટ પેઠું" ાં જેવું થયું. છેલ્લા ૩૦ વર્ષની છાની તૈયારીઓ કરી યારા બેલજીયમને ડબરાવી બે કલાકમાં પારીસ પહોંચી જવાની જી ધુળ ધાણી થઇ ગઇ ને રૂશીઆને હરાવી એક બારગી ોહ કરાવવાની યુકિતઓ હવામાં ઉડી ગયેલી જોઇએ છીએ.

મિત્ર રાજ્યો જે પહેલાં આ અચણુચ ધડાકાથી અજાણ્યા હત તેઓ છેડાયલા સિંહની માફક ગર્જના કરી ઉઠયા ત્યારેજ જર્મન કાંઇક મનમાં સમજી ગયું જણાય છે.

જર્મનીનાં હેવાનીયત ભરેલાં કાર્યોથી સમગ્ર જગત કાં અજાણ્યું રહ્યું નથી. લુસીટેનીયા ને પરશીયા જેવી પેસેન્જરન સ્ટીમરો ડુબાડી નિર્દોષ પ્રાણીઓ નાશ કીધો છે. બીચારાં અજ્ઞા જીવોની હાય શોષ કેવા પ્રકારની દુવા દેતી હશે? શું તેઓન અમરઆત્માઓ શુભાશિષ દેતા હશે?

લાખો મનુષ્યનો ઘોર સંહાર થતો રહયો છે, તેનો જલદ અંત આવે એજ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના ને બ્રીટીશ સલત નને જે ફરજથી હથીઆર ઉગામ્યું છે તે ફરજ અદા કરાવે સંપૂર્ણ જય મળે.

છેવટમાં અમો જણાવવાની જરૂર જોઇએ છીએ કે **ભવિષ્ય ફુળ** નજીવી કીંમતમાં રૂ, ચાંદી, અલસી, ઘઉં, કપાશીયા સુતર વિગેરે ઘણી ચીજોનાં ભાવો, સુકાળ, દુકાળ, વરસાદ સુખાકારી વગેરે બાબતોની ઘણી ઉમદા પ્રકારની માહીતી આપે છે તેનો ઉપયોગ કરી ધંધાને વ્યવસ્થાસર બનાવશો. હોંશીઆર આદમી ને મૂર્ખ આદમી વચ્ચે જે તફાવત રહેલો છે તે એ છે કે એક વ્યવસ્થાસર ધંધો કરે છે ત્યારે બીજો દૈવ્ય યોગપર આધાર રાખે છે.

| | |
|---|---|
| વસંત પંચમી<br>સંવત ૧૯૭૨ | લી૦ આપનો સેવક.<br>**કર્તા અને પ્રકાશક.** |

# આખા વર્ષનો ટુંક સાર.

સંવત્ ૧૯૭૩ના આખા વર્ષના શુભ અશુભ ફળનો સારાંશ કાઢતા જણાય છે કે આ વર્ષમાં ૧ રાજા ચંદ્ર, ૨ મંત્રિ બુધ, ૩ ધાન્યપતિ શુક્ર, ૪ મેઘપતિ બુધ, ૫ રસેશ ચંદ્ર. અને ૬ દુર્ગેશ બુધ છે. એ ૭ ગૃહો શુભ છે. વરસાદ ઘણો થાય. રાજા પ્રજા સુખી થાય. ધાન્ય ઘણું નીપજે, રસકસ ઘણાં થાય. ધન ધાન્યની વૃદ્ધિ થાય, ગઢપતિ સુખી થાય. ધર્મ કાર્ય વિશેષ થાય. લગ્નાદિ કાર્ય ઘણા થાય. પ્રજામાં આનંદ વરતાય.

૧ આગતર ધાન્યનો પતિ શની, ૨ નિરસેશ શની, ૩ ફળેશ મંગળ, અને ૪ ધનેશ શની એ ચાર અધિકાર પાપ ગ્રહોના છે, તેથી ધાન્ય પાકતાં ટીડ, ઉંદરથી નુકશાન થાય. ત્રાંબુ, લોઢું, જશત, કલઇ, ચાંદી અને સુવર્ણાદિ ધાતુના ભાવ તેજ થાય. નાણા બજારમાં નાણા ભીડ ઘણી થશે. વ્યાજ વટાવ વધશે. શાહુકારો નાણાની સંકડામણ ( સંકટ ) ભોગવશે.

કર્ક અને મકર સંક્રાંતિ એ બંને શનીવારી થવાથી વરસાદ જેઠ માસમાં ઘણો થાય. વાવણા થાય અને પાક સારો થવાની આશા બંધાય, પણ અશાડ સુદીથી વરસાદ ખેંચાવે. અને આખો માસ કોરો જવા સંભવ છે. તેથી અનાજના ભાવ તેજ થાય, રૂ અને અળસીના ભાવમાં ઘટાવધી થયા કરે.

શ્રાવણ સુદી ૧ સોમવારી છે. જેથી વરસાદ સર્વત્ર આ

માસથી ઘણો થાય. ધાન્યના ભાવ મંદા થાય. ભાદરવા અને આશો માસમાં પણ ઘણો વરસાદ થવાનો જોગ છે. ઘઉં, ચણા ને આગતર ધાન્ય ઘણું થાય. વરસાદ ઘણો થવાથી નદીઓમાં પુર આવે ને નુકશાય થાય. લગભગ ફાગણ માસ સુધી કોઇ કોઇ ભાગમાં તો વરસાદ આવ્યાં કરે. ટીડ ઉંદરોનો ભય છે. બધી જાતના અનાજના ભાવ તેજ થાય. અને અનાજના વેપારીને ઘણો લાભ થવા જોગ છે. પુર્વ દેશમાં વરસાદ વધારે આવવાથી નુકશાન થશે, જેથી દુકાળનો ભય ફેલાય, અગ્નિનો પણ ઉપદ્રવ છે.

આ વરસમાં અળસી ને અફીણમાં ઘટાવધી થઇ અંતે તેજી થાય. ચાંદીમાં કાતિક માસ સુધીમાં ૫-૭ ટકા વધવાનો જોગ છે. કાતિક માસ પછી મંદી થાય જેનો ખુલાસો દર માસમાં અપાયો છે.

ઘઉં, ઘી, ગોળ, શાકર અને ખાંડના ભાવમાં પણ ઘટાવધી થયા કરશે. અને સંગ્રહ કરનાર ફાયદો મેળવશે. તે દરેક માસનો સારાંશ વાંચવાથી માલમ પડશે.

રૂની તેજી મંદી તરફ ધ્યાન આપતાં નીચે મુજબ ભવિષ્યમાં બનવાના જોગ જણાય છે.

ચૈત્ર માસથી બે માસ લગભગ ૧૫-૨૦ ટકા મંદી રહે, અને જેઠ વદીથી અષાઢ વદી સુધીમાં લગભગ ૨૦ ટકા તેજ થાય. પછી કાર્તિક શુદ સુધીમાં ઘટાવધી થયા કરશે. પછી કાર્તિક વદથી ફાગણ સુધીમાં ૫૦-૬૦ ટકા તેજી થવાનો ભારે

જોગ થયો છે પણ મહા માસમાં મંદીનો જોગ હોવાથી વેપારી ગભરાટમાં પડે. પણ ફાગણ માસમાં ભાવ તેજ થઇ પીઠ થર પડે. અને આખરે તેજી થાય. આમ ગ્રહોના યોગે જણાય છે.

કાર્તિક માસથી હુતાશણી સુધીમાં માવઠા થવાનો જોગ છે. આ સાલમાં કાર્તિક માસથી ફાગણ માસ સુધીમાં રૂમાં ઘણી ઉથલ પાથલ થશે, તેજી ચાલી તો તેજી અને મંદી ચાલી તો મંદીમાં ૨૫–૩૦ ટકા ઘટાવધી થયા કરશે. પણ અંતે તેજી રહેશે. માટે બજારની રૂખ તથા આજુબાજુના સંજોગો અને લડાઇના મામલા તરફ ધ્યાન આપ્યા વગર વેપાર કરવામાં વેપારીઓએ અથડાઇ પડતાં ઘણી સંભાળ રાખવી.

ખાનદેશ, વરાડ, કોકણ, ને નિઝામ રાજ્યમાં લગભગ જેઠ વદથી વરસાદ આવવો શરૂ થશે, મારવાડને એ બાજુ એક માસ પછી વરસાદની શરૂઆત થશે.

રૂ, ચાંદી, અલશી, ઘઉંની રોજેરોજની તેજી મંદી બતાવનારૂં વર્દ્ધમાન પંચાંગ અમો ત્રણ વર્ષથી બહાર પાડીએ છીએ તેની કીંમત ફક્ત રૂા. ૨–૮–૦ રાખેલ છે, તે મંગાવી તમારી પાસે રાખવું જે તમને વેપારમાં મદદ રૂપ થશે.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે અમારાથી ભૂલો નથી થતી એમ કહેવું તે હસવા સરખું છે. વાંચવામાં, લખવામાં, છપાવવામાં અને પ્રુફ સુધારવામાં ઘણી કાળજી રાખ્યા છતાં ભૂલો રહી જાય એ સ્વભાવિક છે, તે કદરદાન ગ્રાહકો માફ કરશે. અમે બે વર્ષથી સખ્ત માંદગી ભોગવતાં છતાં ગ્રાહકોની સેવા

બજાવવાને પરમાત્માએ જીવન બક્ષ્યું છે તેથી મહાન કર્તાનો આભાર માનું છું.

એકંદર આ વર્ષ સારૂં ગણાશે. પછી થાય તે ખરૂં. ખરી વાત જ્ઞાની જાણે છે મનુષ્યો તેથી અજ્ઞાત છે. પણ જ્યોતિષ વિદ્યા એ જ્ઞાની પુરૂષોની પ્રસાદી છે તેના આધારથી આ લઘુ પુસ્તક રચવામાં આવ્યું છે સર્વ હકીકત ખરી છે એવો ફાંકો રાખવામાં હું તદન મોકળો છું, પરમ કૃપાળુ પરમાત્માને હું પ્રાર્થના કરી યાચના કરૂં છું કે પૃથ્વીમાં આ વર્ષ સુખ રૂપ આનંદદાયી નીવડો. રાજા પ્રજામાં ભ્રાતૃભાવ ને સંપની વૃદ્ધિ થાઓ. યુરોપ ખંડમાં ચાલતું દારૂણ યુદ્ધ બંધ પાડી કરોડો મનુષ્યનો સંહાર અટકાવો. મિત્ર રાજ્યને જશ અપાવો વેપારીઓને વેપારમાં લાભ આપો અને સર્વ સ્થળે શાંતિ પ્રસરો.

ॐ शांति ! शांति !! शांति !!!

---

## ભવિષ્યફળ નીચલે ઠેકાણેથી મળશે.

**હીરાલાલ વર્દ્ધમાન શાહ લખતર, (કાઠિયાવાડ)**

**મણીલાલ મગનલાલ શાહ.**

પ્રાર્થના સમાજ રોડ—કરાચી

બુકસેલર—જ્યેષ્ટારામ મુકુંદજી કાલબાદેવીરોડ—મુંબઈ.

,, એન. એમ. ત્રીપાઠી પ્રીન્સેસ સ્ટ્રીટ ,,

,, વસનજી પરમાનંદ ચાહેવાળા કાલબાદેવી ,,

## ચૈત્રી સંવત્ ૧૯૭૩ ની સાલનું

# ભવિષ્ય ફળ.

### ભવાની વાક્ય.

આવ્યો ઓગણીસ તોતરો, શીખ ધરો મન માંહ,
ભાગ્ય સુભાગ્ય નીપજશે, નહિ સુકાળ કે કાળ. ॥ ૧ ॥
ચંદ્ર દેવ રાજા થશે, બુધ્ધ થશે પ્રધાન;
પૃથ્વી પર મંગળ થશે, વર્ષે અમૃત ધાર. ॥ ૨ ॥
ત્રણ માસ તેજી રહે, સર્વ ધાતુ ને ધાન્ય;
રાજા પ્રજા સુખી થશે, થશે શત્રુની હાણ. ॥ ૩ ॥
રાજા મંત્રિ પેખતાં, ઘર ઘર મંગળ ધાર;
રસ કસની મંદી થતાં, સંઘરો ધાન્ય ભંડાર. ॥ ૪ ॥

---

સંવત્સરનું ફળ—બ્રહ્માની વીશીનો ત્રીજો સંવત્સર શુકલ નામનો આ વર્ષમાં જેઠ વદી ૬ બુધ્ધવારે બેસે છે, તેથી પ્રજા સુખી રહેશે પણ રાજાઓ પરસ્પર યુદ્ધમાં મચ્યા રહેશે. કોઇ રાજા છત્રભંગ થાય. ચૈત્ર, વૈશાક અને જેઠ માસમાં સમભાવ રહે. અશાડ, શ્રાવણ અને ભાદરવામાં વરસાદ ઘણો થાય.

આશો માસમાં રોગ ચાલે. ઘી, અન્નના ભાવ સાધારણુ અને બીજી બધી વસ્તુમાં તેજી થાય. કાર્તિક, માગશર, પોષ અને મહા મહિનામાં અનાજના ભાવ સાધારણુ રહે, ફાગણુ માસમાં દેશમાં અશાંતિ થાય અને ઢોરોમાં રોગ ચાલે.

આ વર્ષમાં ગુરૂ ત્રણુ રાશિનો સ્પર્શ કરે છે, તેથી લડાઇનું જોર રહે, આગતર ધાન્ય સારૂં થાય, વરસાદ સારો થાય, પણુ તાવ વિગેરે રોગ પ્રસરે.

ગુરૂ મેષ રાશિપર આવવાથી ચોમેર વરસાદ ઘણો થાય, રાજાઓમાં કુસંપ વધે, રસકસ, ધાતુ, રૂ, કપાસ, કાપડના ભાવ જેઠ, અશાડ અને શ્રાવણુ માસમાં મંદા રહે અને પાછળથી તેજી થાય. ભાદરવામાં ઘઉં, ચોખા અને ઘીના ભાવ મંદા થાય. આશોથી ફાગણુ સુધીમાં અનાજના ભાવ તેજ થાય. કાર્તિક અને માગશરમાં રૂ, કપાસમાં ઘણી તેજી થાય. પોષ માસમાં રસકસમાં મંદી થાય. લડાઇથી ઘણા માણુસોનો નાશ થાય. વૈશાખ માસમાં ગુજરાત દેશમાં અશાંતિ રહે.

ચંદ્ર રાજા છે તેનું ફળ—વરસાદ ઘણો થાય, અનાજ ઘણું નીપજે, સુકાળ થાય, રાજા પ્રજામાં આનંદોત્સવ થાય અને ઘણાં સુખી થાય.

બુદ્ધ મંત્રિ છે તેનું ફળ—વરસાદ ઘણો થાય, સ્ત્રી પુરૂષો ઘણા વૈભવ ભોગવે; અને ધન પ્રાપ્તિ વિશેષ થાય. મસુર, અને જવ મોંઘા થાય.

શની આગતર ધાન્યનો પતિ છે તેનું ફળ—રોગચાળો ચાલે, ખેતી નાશ પામે, રાજા પ્રજા બંનેમાં કુસંપ થાય, આગતર ધાન્ય ઓછું નીપજે.

શુક્ર પાછતર ધાન્યનો પતિ છે તેનું ફળ–ઘઉં, ચણા, જવ વીગેરે ધાન્ય સસ્તા થાય પણ છેવટે અનાજ મોંઘુ થાય, ચોપગામાં રોગ ફેલાય, મનુષ્યોમાં સુખાકારી, ઉપદ્રવોનો નાશ થાય.

બુધ્ધ વરસાદનો પતિ છે તેનું ફળ—વરસાદ ઘણો થાય. ઘાસ, ધાન્ય, રસકસ સર્વે સોંઘા થાય, પ્રાણી માત્ર સુખી થાય, ઘર ઘર મંગળ વર્તાય.

ચંદ્ર રસનો સ્વામિ છે તેનું ફળ—વરસાદ ઘણો થાય, પ્રાણી માત્ર આનંદ કરે, રસકસ તથા ધાન્ય ઘણાં નીપજે.

શની નિરસનો સ્વામિ છે તેનું ફળ—કાળાં વસ્ત્ર અને કાળી ધાતુ અને તેની બનેલી ચીજો મોંઘી થાય.

મંગળ ફળ પતિ છે તેનું ફળ—ફૂલ—ફળાદિ ઘણાં થાય, રાજા પ્રજામાં કષ્ટ ફેલાય.

શની ધન પતિ છે તેનું ફળ—ધનનો નાશ થાય ધનવાન લોકો ઘણું દ્રવ્ય ગુમાવે, તેથી વેપારી અને ખેડુતો ઘણા દુખી થાય, રાજાઓમાં અસુખાકારી રહે.

બુધ્ધ ગઢપતિ છે તેનું ફળ—પ્રજા ધર્મ કાર્યમાં દોરવાય, ધનવાનો અને મુસાફરો ચોરોથી નિર્ભય રહે, સર્વ સ્થળે શાંતિ પ્રસરે, વેપારી વેપારમાં લાભ પામે.

રાહીણીનો વાસ સમુદ્ર કાંઠે છે તેનું ફળ—તેથી વર
ઘણો થાય, અનાજ સારૂ નીપજે, રાજા પ્રજા સુખી થાય.

વર્ષાઋતુનો વાસ ધોબીને ત્યાં છે તેનું ફળ—વર
ઘણો થાય, આ વરસ સુકાળ છે, વખતસર વરસાદ વરર
ધાન્ય ઘણું પાકશે, લોકોમાં આનંદ થશે.

શની કર્ક રાશિપર આવે છે તેનું ફળ—અશાડ
૬ ના રોજ કર્ક રાશીપર શની આવે છે, તેથી ધનની હ
થાય. રોગ ચાળો ચાલે. અતિ વૃષ્ટિ થવાથી ઘણું નુકસાન થ
ચોપગાં પ્રાણી નાશ પામે, પણ આ વખતે શનીનો અસ્ત
શ્રાવણ સુદી ૨ ના રોજ શનીનો ઉદય છે, તેથી ઉપરનું
આ મિતિથી વરતાય.

આ વર્ષ તુલા રાશીમાં પ્રવેશ કરે છે તેનું ફળ
મધ્ય દેશમાં અશાંતિ થાય ને છત્રપતિ પડે. પૂર્વ દેશમાં ધ
મોઘું થાય; ને ઉપદ્રવ ઘણો થાય. કાળ પડે, પવનનું જોર ઘ
થાય. વરસાદ કમી થાય. પશ્ચિમ દિશામાં મહાયુદ્ધ થાય. અ
ભાવ મોંઘા થાય, દક્ષિણમાં આનંદ ને ઉત્તરમાં બે માસ ક
વર્તાય. પશ્ચિમમાં ઉત્પાદ વર્તાય.

જાણવા જેવું—મિથુન રાશિનો શની સંવત ૧૯૭૧
જેઠ વદી ૩ થી સંવત ૧૯૭૪ ના અશાડ વદી ૬ સુધી
છે, તો તેટલા વખતમાં યુદ્ધની સમાપ્તિ થાય. કપાસ, રૂ, લે
ગોળ, તલના ભાવ તેજ રહે. સોનું, મજીઠ, બળદ, ઘોડા, હ
સસ્તાં થાય. અફીણના ભાવમાં ઘટાવધી થાય અને પરિણ

જી થાય. ચાંદીમાં ટકા ૨ થી ૫ ની ઘટાવધી થઇ તેજી રહે.
.કરનો રાહુ અને કર્કનો કેતુ કાર્તિક માસ સુધી રહેશે, તેથી
કપાસ, સુતર અને કાપડમાં ઘટાવધી ઘણીજ થાય; અને
ંગ્રહ કરનારને બે ત્રણ માસમાં ઘણો લાભ મળે.

ખાસ ધ્યાનમાં રાખવા લાયક પ્રસંગો—ચૈત્ર સુદી ૫
ોહીણી, સાતમે આર્દ્રા, નોમે પુષ્ય અને પુનમે સ્વાતિ નક્ષત્ર
ાવે તો ઉત્તમ વૃષ્ટિ થાય. પણ તે દિવસે વાદળા ને ગાજ
ીજ થઇ વરસાદ થાય તો ચોમાસું બરબાદ જાય.

વૈશાક વદી ૮ થી રોહીણીનો સૂર્ય થાય છે, તે દિન ૧૫ તપે
ા વરસાદ સારો થાય. પણ ગાજવીજ થાય તો વરસાદ બગડે.

જેઠ સુદી ૬ મૃગશરના સૂર્ય થાય છે, દિન ૧૫ માં જોરથી
વન ફુંકાય અને અંધી ચડે તો વરસ ઘણું સારૂં થાય.

જેઠ વદી ૪ ના રોજ ધનિષ્ટા યા શ્રવણ નક્ષત્ર હોય અને રાત્રિ
દિવસે ગાજવીજ થાય તો વરસ સારૂં, નહીં તો નઠારૂં જાણવું.

અશાડી પુનમે સૂર્ય અસ્ત થતાં દક્ષિણ, નૈઋત્ય ને અગ્નિ
ૂણનો પવન વાય તો નકી દુકાળ પડે.

આશો સુદી ૧૫ નો ચંદ્ર નિર્મળ રહે તો સારૂં. પણ વાદળાં
ાય તો ધાન્યનો સંગ્રહ કરવો.

દીવાળીના દિવસે જોરથી પવન ફુંકાય ને દીવા ઓલવાય
બુઝાઇ જાય ) અને હુતાશની પ્રગટાવતી વખતે દક્ષિણનો વાયુ
ાય તો દુકાળ પડે.

---

# ચૈત્ર માસનું ફળ.

સારાંશ—રાજા પ્રજામાં આનંદ થાય, લોક સુખાકારી સારી
અજવાળીયામાં એક તિથિ વધી છે, તેથી પ્રજા વૃદ્ધિ થાય.
ાવારનું વર્ષ બેસે છે, તેથી વરસાદ ઘણો થાય. આ માસની
ર થી તે ૧૦ સુધી અનાજની ખરીદી વધશે, તેથી ભાવ
થાય, ચાંદીમાં ૩–૪ ટકાની વધઘટ થવા સંભવ છે. રૂના
ામાં ૧૦–૧૫ ટકા મંદા રહે. અળસીના ભાવ તેજ થાય.
ર ભાગમાં વર્ષાદનો જોગ છે. રસકસ તેજ રહે. આ વર્ષમાં
એવો જોગ છે કે લડાઇની શાંતિ થઇ જાય

ચૈત્ર સુદી ૧ તા૦ ૩-૪-૧૬ સોમ—રેવતી નક્ષત્ર હોવાથી
ાદ ઘણો થાય, યુદ્ધની શાંતિ થાય, ચાંદી, અળસીમાં તેજી
અને ધાન્ય, રૂમાં મંદી થાય.

ચૈત્ર સુદી ૨ તા૦ ૪–૪-૧૬ મંગળ—અનાજની ખરીદી
ા થાય ને તેના ભાવ તેજ થાય, રૂમા તેજી દેખાય.

ચૈત્ર સુદી ૩ તા૦ ૫–૪-૧૬ બુધ—અશ્લેષમાં મંગળ
ાવાથી વરસાદ કમી થાય, રૂના ભાવમાં ૧૦–૧૨ ટકા મંદી
. ધાન્ય, અફીણ, કેશરના ભાવમાં તેજી થાય.

ચૈત્ર સુદી ૫ તા૦ ૭–૪–૧૬ શુક્ર—રોહીણી હોવાથી
૧૩ માં ધાન્ય, રસ તેજ ને ઉનના ભાવ મંદા થાય. ચાંદીના
ા દિન ૫ માં મંદી જણાય.

ચૈત્ર સુદી ૬ તા. ૮-૪-૧૬ શની—પ્રજામાં આનંદ વરતાય. ધાન્યના ભાવ સમભાવ થાય.

ચૈત્ર સુદી ૮ તા. ૧૦-૪-૧૬ સોમ—બે આઠમ છે. સુદીમાં તિથિ વધવાથી રાજા પ્રજા સુખી થાય. વરસ સારૂં આવે વેપારીઓ એક અઠવાડીયામાં સારો લાભ મેળવે.

ચૈત્ર સુદી ૯ તા. ૧૧-૪-૧૬ બુધ—મેષ સંક્રાંતિ હોવાથી એક માસમાં રૂ-ગોળ-શાકર-ઘી-તલ-ધઊંના ભાવ તેજ થાય. પણ બુધવાર હોવાથી ધાન્યનો ભાવ સાધારણ રહે. ચાંદીમાં રૂ ૧) તેજી થાય. રૂમાં અઠવાડીયું તેજી રહી પછી મંદી થાય.

ચૈત્ર સુદી ૧૨ તા. ૧૫-૪-૧૬ શની—ચાંદી અફીણના ભાવમાં ઘણી વધઘટ થઇ પછી મંદી થાય.

ચૈત્ર સુદી ૧૪ તા. ૧૭-૪-૧૬ સોમ—સર્વ ધાન્ય સોંઘા થાય, પ્રજામાં આનંદ વરતાય.

ચૈત્ર સુદી ૧૫ તા ૧૮-૪-૧૬ મંગળ—આ તિથિએ ગાજવીજ થઇ વરસાદ થાય તો ધાન્યનો સંગ્રહ કરવાથી ઘણો લાભ થાય.

ચૈત્ર વદી ૧ તા. ૧૯-૪-૧૬ બુધ—પુનરવસુમાં શની હોવાથી રૂ, અનાજના ભાવ તેજ થાય, ભરણીમાં બુધ છે, તેથી હાથીમાં પીડા થાય.

ચૈત્ર વદી ૨ તા. ૨૦-૪-૧૬ ગુરૂ--રાજાઓમાં લડાઇઓ

થાય કારણકે ગુરૂનો ઉદય થાય છે, ચાંદી, અફીણ, ખાંડ, જવ, મેથી—ખારેક વીગેરેના ભાવ મંદા થાય, રૂમાં તેજી થાય.

ચૈત્ર વદી ૫ તા. ૨૨-૪-૧૬ શુક્ર—પશ્ચિમમાં બુધનો ઉદય હોવાથી પવન સાથે વર્ષાદ થાય, અનાજના ભાવમાં તેજી આવે, રૂના ભાવમાં ૧૦ ટકા મંદી થાય.

ચૈત્ર વદી ૯ તા. ૨૬-૪-૧૬ બુધ—ભરણીનો સૂર્ય થવાથી વરસાદ ન થાય તો વરસ સારૂં થાય, અફીણ, સાકર, ગોળ. ચોખા, અળસી, મરચાં મોંઘા થાય.

ચૈત્ર વદી ૧૦ તા. ૨૭-૪-૧૬ ગુરૂ—કૃતિકાનો બુધ હોવાથી તાવનો ઉપદ્રવ થાય, ધાન્યના ભાવ તેજ થાય.

ચૈત્ર વદી ૧૧ તા. ૨૮-૪-૧૬ શુક્ર—મિથુનના શુક્ર થવાથી વાયુ સાથે વરસાદ આવે. રૂ, સુતરના ભાવ, એક માસ સુધી મંદા રહે, ચાંદીમાં વધઘટ થઇ મંદી થાય, અનાજના ભાવ સાધારણ રહે' અળશીમાં ાા થી ાાા ટકાની ઘટવધ થશે.

ચૈત્ર વદી ૧૨ તા. ૨૯-૪-૧૬ શની—વરખ રાશિમાં બુધ આવવાથી પરદેશમાં લડાઇ થાય ને ધાન્યના ભાવ તેજ થાય.

ચૈત્ર વદી ૦)) તા. ૨-૫-૧૬ મંગળ—છત્રપતિ પડે, અનાજના ભાવ તેજ થાય, ઘાસ મોંઘુ થાય, કપાસીયામાં તેજી આવે.



# બસો રૂપીઆમાં અન્નદાન સાથે

# અમર નામ ! !

અનાથોને અન્નદાન આપી બચાવવા એ દરેક દાનવીરોની પવિત્ર ફરજ છે.

અનાથોના પ્રાણ રક્ષણમાં જેટલું આપશો તેથી હજાર ગણું પરમાત્મા તમને આપશે એમ

શાસ્ત્રકારો પોકારીને કહે છે.

એક રૂપીઆથી વધારે આપનારનાં નામ વાર્ષિક રીપોર્ટમાં પ્રસિદ્ધ થાય છે, દરેક દાનની પાવતી માગવી. રીપોર્ટ મફત મળે છે તો કંઇ પણ રકમ દાન મોકલી. રીપોર્ટ મોકલવા લખોઃ—

**મંત્રી—હિંદુ અનાથાશ્રમ**

નડીઆદ.

# વૈશાક માસનું ફળ,

સારાંશ—ધાન્યમાં તેજી રહેશે. ઘઉં, અળસી, મરચાં, મોઘાં થાય. ચાંદી, સોનું, ઘી, ગોળ, ખાંડમાં વધઘટ થઇ તેજી થાય, રૂમાં ટકા ૫૦ થી ૬૦ ટકાની ઘટા વધી થઇ અંતે તેજ થશે, કારણકે વૈશાક સુદી ૧૫ ના રોજ મેષ રાશીમાં ગુરૂ આવે છે. પછી રૂના ભાવમાં તેજી થશે. ઘઊં અળશીનો ભાવ ઘણોજ તેજી થવા સંભવ છે. લોકો સુખશાંતિ ભોગવે. વળી શુક્ર શની સાથે આવ્યા છે, તેથી રૂ, સુતર, કપાસમાં ઘણીજ ઘટવધ થવા સંભવ છે, એવા ગૃહ જોગ છે. વેપારીઓને ઘણુંજ સંભાળીને રહેવાનું છે. ઘણાજ ખરાબ ગૃહો એકઠાં થયાં છે. ચોરોનો પણ ભય છે.

વૈશાક શુદી ૧ તા૦ ૩–૫–૧૬ બુધ—ધાન્ય તથા રૂ, સુતર, ચાંદી, ચોખા વિગેરે સફેદ વસ્તુઓ તેજી થાય, અલશીમાં પણ તેજી થાય.

વૈશાક સુદી ૨ તા૦ ૪–૫–૧૬ ગુરૂ—ગુરૂનો ઉદય થવાથી અનાજના ભાવ સમધારણ રહે.

વૈશાક સુદી ૩ તા૦ ૫–૫–૧૬ શુક્ર—શુક્રવારી અખાત્રિજ છે, તેથી વરસ સારૂં આવે. સુખશાંતિ થાય. રૂ, કપાસ, સુતર, અલશી, તલ, ધાન્યમાં સમભાવ થાય. આર્દ્રાનો શુક્ર ને રોહણીનો બુધ છે, માટે વરસ સારૂ થાય.

વૈશાક સુદી ૮ તા૦ ૧૦-૫-૧૬ બુધ—અનાજના ભાવમાં તથા હીરા, સોનુ ને ચાંદીમા દિ. ૧૫ માં તેજી થાય. અને રૂના ભાવ ઘણાજ વધઘટ થવાનો જોગ છે. તે વેપારીઓએ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

વૈશાક સુદી ૧૧ તા૦ ૧૩-૫-૧૬ શની—વરખના સૂર્ય થવાથી એક માસમાં અનાજ, રૂના ભાવ તેજ થાય. ચાંદી સોનાનો ભાવ બે માસમાં તેજ થાય. ઘઉં તેજ, ચાંદીમાં ૧ ટકો વધે.

વૈશાક સુદી ૧૨ તા૦ ૧૪-૫-૧૬ રવી—ઘઉં, ગોળ, ખાંડ તેજી થાય.

વૈશાક સુદી ૧૩ તા૦ ૧૫-૫-૧૬ સોમ—સિંહ રાશિમાં મંગળ આવવાથી અગ્નિનો ભય. ત્રાંબુ, મરચાં વિગેરે લાલ વસ્તુ મોંઘી થાય. રૂ, અળશીમાં તેજી થાય. ચાંદીમાં તેજી જણાય.

વૈશાક સુદી ૧૫ તા૦ ૧૭-૫-૧૬ બુધ—રૂનો ભાવ ઘણોજ ઘટ વધ થવા સંભવ છે. મેષનો ગુરૂ થાય છે. માટે ૫૦-૬૦ ટકા ઘટે એમ જોગ છે. પણ અંતે તેજ રહે. અળશીમાં તેજી રહે. ( આખા વર્ષનો સારાંસ વાંચો )

વૈશાક વદી ૧ તા૦ ૧૮-૫-૧૬ ગુરૂ—ગુરૂવારી એકમ છે, તેથી વરસાદ ઘણો થાય, ધન, ધાન્યની ઉત્પતિ વધારે થાય ને ઘેરેઘેર મંગળ વર્તે. ( વર્ધમાન પંચાગ પણ તેજ કહે છે. )

વૈશાક વદી ૮ તા૦ ૨૪-૫-૧૬ બુધ—રોહીણીનો સૂર્ય થયો છે. જો દિ. ૧૫ તપે તો વરસાદ ઘણો થાય. દિ. ૧૫ માં ચાંદિમાં ટકા ૧-૨ ઘટા વધી થાય. રૂમાં પણ ૧૦-૧૨ ટકા ઘટા વધી થાય, એરંડા, તલ, તેલ, સરસવ તેજ થાય, દિ. ૨૨ માં ધાન્યમાં મંદી, ગોળ, સાકર વિગેરે રસના ભાવમાં તેજ થાય,

વૈશાક વદી ૯ તા. ૨૫-૫-૧૬ ગુરૂ—શુક્રનો વક્રી થાય છે. તો ગોળ-સાકર-ખાંડ વગેરે રસમાં તેજી આવે.

વૈશાક વદી ૧૧ તા. ૨૭-૫-૧૬ શની—ચોપગાં જનાવરમાં રોગ ચાલે ચાંદી, અળસીના ભાવ મંદા, રૂમાં ૮-૧૦ ટકા વધાઘટી થાય. વાયુનું તોફાન થઇ નુકશાન થાય એવો જોગ બન્યો છે.

વૈશાક વદી ૧૨ તા. ૨૮-૫-૧૬ રવિ—કરિયાણાના વેપારીને ઘણો તફો થાય તેવા સંજોગો છે. જાઇફળ, સુંઠ, હીંગના વેપારમાં ઘણોજ લાભ થાય.

વૈશાક વદી ૩૦ તા. ૩૧-૫-૧૬ બુદ્ધ, શુક્ર, શની ભેગા થવાથી તેનું ફળ અનિષ્ટ છે. ઘણી વસ્તુના ભાવમાં ઉથલ પાથલ કરે. પશ્ચિમથી આંધી ચડી આવે. ઉત્તરમાં ભય ઉત્પન્ન થાય.

---

# જેઠ માસનું ફળ.

**સારાંશ**—સુદ પખવાડીયામાં શુક્ર શનીને સૂર્ય ભેગા થવાથી વેપારીઓએ ચાંદી-રૂ-ઘઉં અને અળસીના ભાવમાં ઘટવધ ઘણી થાય તે ધ્યાનમાં રાખી વેપાર કરવો. આ માસમાં વરસાદનો આરંભ થશે. અનાજને રસકસના ભાવ સાધારણ રહેશે.

**જેઠ સુદી ૧ તા. ૧-૬-૧૬ ગુરૂ**—ઘોડા, રૂ, ચાંદી, ઘી, સુત્રના ભાવમાં સમભાવ રહે.

**જેઠ સુદી ૨ તા. ૨-૬-૧૬ શુક્ર**—અનાજમાં તેજી થાય, ચાંદીના ભાવ સમધારણ રહે. એક માસમાં ઘણી વસ્તુઓ ઘટાવધી થઇ તેજ થશે.

**જેઠ સુદી ૬ તા. ૭-૬-૧૬ બુધ**—કઠોળના ભાવ તેજ થાય. વાયુ સાથે વરસાદ થાય. કેટલેક ઠેકાણે વરસાદ સારો થાય. બાજરી, જુવારના ભાવ તેજ થાય. અત્યાર સુધીનાં ભાવોમાં વિરૂદ્ધ મત જણાવે.

**જેઠ સુદી ૧૦ તા૦ ૧૧-૬-૧૬ શની**—શુક્રનો વક્રિ થવાથી અનાજ ને રસકસના ભાવ તેજ થાય. રૂમાં મંદી, મનુષ્ય સુખી.

**જેઠ સુદી ૧૧ તા૦ ૧૨-૬-૧૬ સોમ**—બુધનો ઉદય થવાથી રૂમાં ૧૦ થી ૧૫ ટકા વધઘટ થાય. પછી તેજ થાય. માસ બે સુધીમાં અનાજને રસકસના ભાવમાં તેજી થાય.

**જેઠ સુદી ૧૩ તા૦ ૧૪-૬-૧૬-બુધ**—મિથુનનો સૂર્ય થવાથી કપાસ કંદમૂળ-તલ મોંઘા થાય. પવન ઘણો થાય.

સૂર્ય શની એક રાશિમાં આવ્યા છે. અને ચૌદશનો ક્ષય છે, તે જોગ સારો નથી. અશુભ ફળ દેખાય.

જેઠ સુદી ૧૫ તા૦ ૧૫-૬-૧૬ શુક્ર—દરેક જાતનું અનાજ મોંઘું થાય. વરસાદ થાય તો ધાન્યનો સંગ્રહ કરવો.

જેઠ વદી ૧. તા૦ ૧૬-૬-૧૬ શુક્ર—લોકો સુખ ભોગવે. અનાજના ભાવ મંદા થાય.

જેઠ વદી ૪ તા૦ ૧૯-૬-૧૬ સોમ—અંધારીઆમાં શ્રવણુ વા ધનિષ્ટા નક્ષત્ર હોય ને ગાજવીજ થાય તો વરસ સારૂં સમજવું. રૂમાં તેજી આવે. ધાન્ય મંદા, વર્ષાઋતુની શરૂઆત.

જેઠ વદી ૬ તા. ૨૧-૬-૧૬ બુધ—આર્દ્રામાં રવિ આવ્યો છે, તેથી વરસાદ સારો થાય. વળી સંજોગીયું નક્ષત્ર છે તો અવશ્ય વરસાદનો આરંભ થાય. વળી આજથી શુકલ નામનો સંવત્સર શરૂ થાય છે. રાજાઓ લઢયા કરે. રૂ-ચાંદી અને અનાજના ભાવમાં તેજી થાય

જેઠ વદી ૧૧ તા૦ ૨૬-૬-૧૬ સોમ—શુક્ર, શનીનો સાથે અસ્ત થવાથી વરસાદ સારો થવાનો જોગ બન્યો છે. પણુ જ્યાં ત્યાં ઉત્પાત થાય. રૂ, ચાંદી, અળસીમાં ઘટા વધી થાય. રાજાઓમાં યુદ્ધ રહ્યા કરે, ધાન્ય ભાવ તેજ.

જેઠ વદી ૧૨ તા૦ ૨૭-૬-૧૬ મંગળ—ઘી, તેલ, ઘઉં, કપાસ, રૂ મોંઘા થાય. પણુ સેજ તેજ થાય.



# અશાડ માસનું ફળ.

સારાંશ—આ માસમાં વરસાદ ઝડી સાથે ઘણો થાય. ધાન્યના ભાવ મંદા થાય. રૂમાં ઘણી ઘટા વધી થાય. ચાંદીમાં તેજ થાય. રોગચાળો માણુસોમાં અને ઢોરોમાં વરતાય. ઘીનો ભાવ તેજ થાય. દૂર દેશોમાં ઉપદ્રવ થાય. અળશીમાં તેજી થાય.

અશાડ સુદી ૧ તા૦ ૧-૭-૧૬ શની—ધાન્ય અને રૂના ભાવમાં સેજ તેજ થવા સંભવ છે. અગ્નીનો ઉપદ્રવ, વર્ષાદ થાય.

અશાડ સુદી ૨ તા૦ ૨-૭-૧૬ રવિ—મિથુનનો બુધ થવાથી વરસાદ ઘણો થાય. ઝડી થવા સંભવ છે, ધાન્યના ભાવ તેજ થાય.

અશાડ સુદી ૫ તા૦ ૫-૭-૧૬ બુધ--દિન ૧૫ માં જુવાર, બાજરી, મઠ, તલ, અડદ. ચણા વગેરે ધાન્યના ભાવ તેજ થાય, રૂમાં ૫-૭ ટકા ઘટાવધી થઇ તેજી થાય,

અશાડ સુદી ૬ તા. ૬-૭-૧૬ ગુરૂ—ચોપગામાં રોગ ચાલે, ઘોડાં મોઘાં થાય, ઘીનો ભાવ તેજ થાય.

અશાડ સુદી ૭ તા. ૭-૭-૧૬ શુક્ર—રૂમાં દિન ૧૫ માં ટકા ૨૦-૨૫ તેજી થાય, ચાંદીમાં ૧-૨ ટકા વધાઘટી થાય.

અશાડ સુદી ૮ તા. ૮-૭-૧૬ શની—વર્ષાદ ઘણો થવાથી ધાન્યના ભાવ મંદા થાય, પ્રજામાં આનંદ વરતાય.

અશાડ સુદી ૧૨ તા. ૧૨-૭-૧૬ બુધ—કન્યાનો મં-ગળ થવાથી ઘઉં, અળસી, લાલ મરચાં વીગેરે લાલ વસ્તુ એક

માસમાં તેજ થાય. ચાંદીના ભાવમા પણ તેજી થાય. ખેતીમાં ઉંદરોનો ભય થાય.

**અશાડ સુદી ૧૫ તા. ૧૫-૭-૧૬ શની**—કર્કરાશીનો સૂર્ય અને શનીવાર છે. ધાન્યના ભાવ સાધારણ રહે કારણકે પુનરવસુનો બુધ છે. રૂના ભાવ ઘણા મંદા થાય. વરસાદ કમી. ધાતુના ભાવ મંદા.

**અશાડ વદી ૧ તા. ૧૬-૭-૧૬ રવિ**—બુધનો અસ્ત રૂના ભાવમાં ઘટા વધી થઇ તેજ રહે. વરસાદ થાય, ચોરોનો ભય, સમુદ્રમાં તોફાન થાય.

**અશાડ વદી ૫ તા. ૧૯-૭-૧૬ બુધ**—પુષ્પનો સૂર્ય થવાથી વર્ષાદ ઘણો થાય. ઘી ચાંદીમાં તેજી થાય ને રૂમાં ઘટવધ થાય. ઘઉં, ચોખા, સરસવ, તેલ, તલમાં તેજી થાય.

**અશાડ વદી ૬ તા ૨૦ ૭-૧૬ ગુરૂ**—કર્કનો શની થવાથી રૂના ભાવ ઘણાજ મંદા થાય. અળશીનો ભાવ તેજ થાય. કર્કનો બુધ અને શુક્રમાર્ગી થવાથી વરસાદ ઘણો થાય, ધાન્યના ભાવ મંદા થાય. પ્રજામાં આનંદ થાય.

**અશાડ વદી ૯ તા. ૨૩-૭-૧૬ રવિ**—પુષ્પનો બુધ થયો છે. તેથી ધાન્યના ભાવ મંદા થાય.

**અશાડ વદી ૩૦ તા. ૨૯-૭-૧૬ શની**—હસ્તનો મંગળ હોવાથી રસકસ મોંઘા થાય, અશ્લેખનો બુધ થવાથી અનાજના ભાવ તેજ થાય. વરસાદ કમી. ઘી, કપુર, ચંદન, ગોળ, સાકર, વિગેરે ચીજો તેજ થાય.



# શ્રાવણ માસનું ફળ.

સારાંશ—આ માસમાં વરસાદ ઘણો થશે. ધાન્યના ભાવ મંદા થશે. અળસીના ભાવમાં તેજી થાય. રૂમાં ઘટાવધી થઇ અંતે મંદી થાય. ઘીમાં તેજી થાય એવો જોગ છે. રાજા પ્રજામાં આનંદ થાય. દશમનો ક્ષય થવાથી પ્રજામાં ભય ઉભો થશે, પણ ધન ધાન્ય પ્રાપ્ત થશે.

શ્રાવણ સુદી ૧ તા. ૩૧-૭-૧૬ સોમ—ધાન્યના ભાવ મંદા રૂ-સુતરના ભાવ તેજ, ચાંદીમાં ટકા ૧-૨ ઘટવા સંભવ છે. રાજા પ્રજામાં સુખશાંતિ રહે. રસ કસ તેજ થાય. વરસાદ થાય.

શ્રાવણ સુદી ૨ તા. ૧-૮-૧૬ મંગળ—શનીનો ઉદય છે. રૂ, કપાસ, લોઢું, કલઇ, સીસું ને જસતના ભાવ તેજ થાય. વર્ષાદ કમી થાય.

શ્રાવણ સુદી ૩ તા. ૨-૮-૧૬ બુધ—અશ્લેખનો સૂર્ય થવાથી રસકસ, ઘઉં, અળસીના ભાવ તેજ થાય.

શ્રાવણ સુદી ૭ તા. ૬-૮-૧૬ રવિ—સિંહ રાશિનો બુધ થવાથી ધાન્યના ભાવ સાધારણ રહે. રૂમાં ટકા ૧૦-૨૦ ઘટવધ થાય. ચાંદીમાં ટકો ૧ વધવા સંભવ છે.

શ્રાવણ સુદી ૧૫ તા. ૧૩-૮-૧૬ રવિ—શ્રવણ નક્ષત્ર હોવાથી ધાન્યની પેદાશ ઘણી થાય, પ્રજા સુખી થાય. આજરોજ આકાશ સાફ હોય તો સારૂં, જો વાદળાં ને વરસાદ થાય તો ધાન્યનો સંગ્રહ કરવો.

શ્રાવણ વદી ૧ તા. ૧૪-૮-૧૬ સોમ—પુષ્યનો શની થવાથી રૂમાં ૧૦-૧૨ ટકા તેજી આવે. તલ, એરંડી, અળસી વીગેરે તેલના બીઆંના ભાવમાં તેજી થાય. ધાન્ય ઠીક પાકે.

શ્રાવણ વદી ૩ તા ૧૬-૮-૧૬ બુધ—સિંહ રાશિનો સૂર્ય થવાથી અને બુધવાર હોવાથી રસકસ દીન ૧૫ માં મોંઘા થાય. ચણાનો ભાવ પણ પખવાડીવામાં તેજ થાય. ધાન્યના ભાવ મંદા રહે. રૂમાં ધટવધ થઇ અંતે મંદી થાય. ચાંદી અળસીના ભાવમાં તેજી થાય. વરસાદ સારો થાય ને સર્વત્ર શાંતિ ફેલાય.

શ્રાવણ વદી ૫ તા. ૧૮-૮-૧૬ શુક્ર—રૂમાં ૧૦ ટકા મંદી ને ચાંદી અળસીના ભાવ તેજ થાય. વરસાદ આવે, પશુ-ઓમાં રોગ ફેલાય.

શ્રાવણ વદી ૧૦ તા. ૧૩-૮-૧૬ બુધ—ગુરૂનો વક્ર થવાથી ધાન્ય, ઘી સસ્તાં થાય. ચાંદી અળસીના ભાવ તેજ થાય.

શ્રાવણ વદી ૧૧ તા૰ ૨૪-૮-૧૬ ગુરૂ—કન્યા રાશીનો બુધ થવાથી ચાંદીના ભાવ મંદા થાય

શ્રાવણ વદી ૩૦ તા૰ ૨૮-૮-૧૬ સોમ—ધાન્યના ભાવ મંદા થાય, પ્રજામાં આનંદ થાય, સોમવતી અમાસ છે, થોડા દીવસમાં વરસાદ થાય.



# ભાદરવા માસનું ફળ.

**સારાંશ**—અનાજના ભાવ સર્વત્ર મંદા થશે, વરસાદ અધિક થવાનો જોગ છે, રૂ, કપાસ, અળસી, ચાંદીના ભાવમાં તેજી થાય, સુદ પખવાડીઆમાં રૂમાં ટકા ૧૦–૧૨ તેજી આવે. પુનમના રોજ ગાજવીજ થાય તો સંગ્રહ કરેલ અનાજ વેચવું, ને નિર્મળી થાય તો ખરીદ કરવાથી લાભ થાય, પ્રજામાં ઉપદ્રવ થાય, વદીમાં ચાંદી મંદી થાય, ઘાસ, લાકડાના ભાવ તેજ થાય.

ભાદરવા સુદી ૧ તા૦ ૨૯-૮-૧૬ મંગળ—તુલાનો મંગળ છે, રૂમાં ૫—૭ ટકા તેજી થાય, ચાંદીમાં તેજી થવાનો જોગ છે, ધાન્ય તથા રેશમનાં વેપારમાં પણ તેજી થાય.

**ભાદરવા સુદી ૨ તા૦ ૩૦–૮–૧૬ બુધ**—ધાન્યના ભાવ સાધારણ થાય, ગોળ, સાકર, તેલ, એરંડાના ભાવ તેજ થાય, દોઢ માસમાં રૂ, સુતર, કપાસ, ઘઉંના ભાવો તેજ થાય.

**ભાદરવા સુદી ૯ તા૦ ૬-૯–૧૬ બુધ**---શુક્ર, શની, કેતુ, ત્રણે ભેગા થવાથી પ્રજામાં ઉત્પાત થાય, અળસીના ભાવ તેજ થાય.

**ભાદરવા સુદી ૧૧ તા૦ ૮–૯–૧૬ શુક્ર**—ધ્રાંતિનો મંગળ થવાથી વરસાદ કમી થાય, દિન ૨૦ માં સોપારી, નાળિએર, મરચાં, તલ, સરસવ, રાઇ, હીંગ. ખજુર, મોંઘા થાય. રૂ, અળસી, ને ચાંદીના ભાવમાં વધઘટ થાય.

# સુપ્રસિદ્ધ તાંદુરની અસલ લાદીઓ.



આ લાદીઓ સસ્તા ભાવે કેમ મલી શકે છે? તેવો અમારા કેટલાક માનવંતા ગ્રાહકો તરફથી પ્રશ્ન થતાં અમને જાહેર કરવાની ખાસ ફરજ પડે છે કે આ લાદીઓની અંદર હલકી જાતની જેવી કે નાવંદગી તેમજ તાંદુરની આસપાસની હલકા માલની ખાણોના માલનો ભેળ કરવામાં આવે અથવા તો તે હલકો માલ તાંદુરની લાદીઓના નામથી વેચવામાં આવે તોજ તે ઓછા ભાવે મલી શકે. અમારી કંપનીએ દશ વરસના પટે તાંદુરની અસલ જુની અને સુપ્રસીદ્ધ ખાણો રાખેલી છે અને તેથી અસલ તાંદુરની ખાસ જુની ખાણોની લાદીઓ વગર ભેલની અમો પરચુરણ તથા જથાબંધ પુરી પાડીએ છીએ. આ અસલ ખાણોની સુપ્રસીદ્ધ લાદીઓ ઇનજીની-યરોએ પાસ કરેલી છે અને તે શરદીવાલા ભાગમાં બેસાડવાથી શરદી ઉપર આવતી નથી, તેમજ જેમ જેમ વપરાય છે તેમ તેમ વધુ ને વધુ સફાઇદાર થતી જાય છે. જ્યારે બીજી કેટલીક લાદીઓમાંથી પોપડી અને કાંકરી ઉખડે છે.

## ધી તાંદુર એન્ડ શાહાબાદ સ્ટોન કું.

મુંબઇ નં૦ ૪.

ભાદરવા શુદ ૧૩ નો ક્ષય થવાથી ઘણે ઠેકાણે અશાંતિ રહેશે. રૂ, અળશીમાં ઘટા વધી ઘણી થશે.

ભાદરવા વદી ૧ તા૦ ૧૨-૯-૧૬ મંગળ—ચાંદીના ભાવ મંદા અને ધાન્યના ભાવ સાધારણ થાય, વરસાદ કમી થાય, મહાજન મંડળ વિગેરેને દુઃખ થાય.

ભાદરવા વદી ૩ તા૦ ૧૪-૯-૧૬ ગુરૂ—પુષ્પનો શની થવાથી કરિઆણા, ચણા, ઘઉં, મોંઘા થાય. રૂના ભાવમાં તેજી આવે. અળશી, જવ, કપાસ, સુતર, તેજ થાય.

ભાદરવા વદી ૫ તા૦ ૧૬-૯-૧૬ શની—કન્યા સંક્રાંતિનો સુર્ય થવાથી દિન ૨૫ માં રસકસ, ફળ, ધાન્યના ભાવમાં કાંઇક તેજી આવે. બુધનો વક્રિ થવાથી રૂમાં ટકા ૧ -૨૦ ઘટાવધી થઇ તેજી થાય. ચાંદીમાં ટકા ૧-૨ વધઘટ થાય, મનુષ્યોમાં રોગ ફેલાય. રાજાઓમાં અશાંતિ રહે.

ભાદરવા વદી ૯ તા૦ ૨૦-૯-૧૬ બુધ—બુધનો અસ્ત થવાથી દક્ષિણ દિશામાં ભારે વરસાદ થાય. રૂમાં ટકા ૮-૧૦ ઘટે ચોરનો ભય.

ભાદરવા વદી ૧૪ તા૦ ૨૫-૯-૧૬ મંગળ—હસ્તમાં સૂર્ય આવવાથી ઘાસ, લાકડાં મોંઘાં થાય. વિશાખામાં મંગળ આવવાથી રૂના ભાવમાં તેજી થાય, દિન ૨૦ માં ઘઉંનો ભાવ વધે, અનાજના ભાવ સાધારણ રહે, કપાસમાં સાધારણ.



# આશો માસનું ફળ.

**સારાંશ**—રૂ, કપાસ, સુતર, લૂગડાંના ભાવ તેજી થવા જોગ છે. ધાન્યના ભાવ મંદા રહે. ચાંદીના ભાવમાં વધા ઘટી થઇ સેજ તેજી થાય. પુનમનો ચંદ્ર નિર્મળ ન રહે અને વર્ષાદ થાય તો ધાન્યનો સંગ્રહ કરવાથી અવસ્ય લાભ મળે. રસકસ, ગોળ, ખાંડ, ઘી, તેલ, મંદા થાય પ્રજામાં રોગનો ભય ફેલાય.

**આશો સુદી ૧ તા૦ ૨૮-૯-૧૬ ગુરૂ**—ખડ, ધાન્યની પેદાસ સારી થશે. વરસાદ સહેજ થાય.

**આશો સુદી ૩ તા૦ ૩૦-૯-૧૬ શની**—સિંહ રાશિનો શુક્ર થવાથી રસકસ ને ધાન્યના ભાવ મંદા થાય. રૂમાં એક માસમાં ટકા ૧૦-૧૫ ઘટે ચાંદીમાં ટકા ૧-૨ ઘટે, અળશીમાં પણ સહેજ ભાવ ઘટે.

**આશો સુદી ૧૦ તા૦ ૬-૧૦-૧૬ શુક્ર**—બુધનો ઉદય થવાથી કપાસ સારો પાકે. રૂ, ધાન્યના ભાવ મંદા થાય.

**આશો સુદી ૧૩ તા૦ ૯-૧૦-૧૬ સોમ**—ચિત્રાનો સૂર્ય થવાથી ઔષધિઓ, એરંડી, રસકસ, ધાન્ય તેજ. રૂના ભાવમાં દિ. ૧૫ માં તેજી થાય, બુધ માર્ગી થવાથી અનાજને રૂમાં ઘટા વધી થાય. ધાતુમાં તેજી થાય, ઘઉં તેજ.

**આશો સુદી ૧૫ તા૦ ૧૧-૧૦-૧૬ બુધ**—વૃશ્ચિકનો મંગલ થવાથી રૂમાં તેજી આવે, ચાંદીમાં ઘટાવધી, નાણાબજાર તેજ, વ્યાજ વધારે ઉપજે,

**આશો વદી ૧ તા૦ ૧૨-૧૦-૧૬ ગુરૂ**—પૂર્વા ફાલ્ગુનીમાં શુક્ર હોવાથી દી. ૧૫ માં ધાન્ય, રૂ, અળશીના ભાવ મંદા થાય, પ્રજામાં આનંદ થાય, અલશી તેજ, ચાંદીમાં મંદી.

**આશો વદી ૫ તા૦ ૧૬-૧૦-૧૬ સોમ**—તુલા રાસીનો સૂર્ય થવાથી ધાન્યના ભાવ મંદા થાય, રસકસના ભાવ તેજ થાય, એક માસમાં ધાન્યના ભાવ વધે, રૂ, સુતર, એરંડી, અલસી તેજ થાય.

**આશો વદી ૧૨ તા૦ ૨૩-૧૦-૧૬ સોમ**—સ્વાંતિનો સુર્ય થવાથી રૂ, ચાંદી, વસ્ત્ર, ઘીના ભાવ તેજ થાય. સરસવ, તલ, તેલ, શણ, તેજ.

**આશો વદી ૩૦ તા૦ ૨૬-૧૦-૧૬ ગુરૂ**—ચાંદીમાં દિન ૮ મંદી રહી પછી તેજી થાય. રૂમાં તેજી થાય.



## કાર્તિક માસનું ફળ.

**સારાંશ**—દેશમાં સર્વત્ર ઠેકાણે આનંદ વરતાય. સુદીમાં રૂમાં તેજી, ધાન્યના ભાવ મંદા. પણ વદીમાં તેજ થાય. ચાંદીમાં વધાઘટી ઘણી થાય. વદીમાં શનીનો વક્ર છે તેથી રૂમાં ૩૦-૪૦ ટકા તેજી થવાનો જોગ છે

**કાર્તિક સુદી ૨ તા૦ ૨૮-૧૦-૧૬ શની**—ધાન્યના ભાવ સાધારણ. રૂ, ચાંદીમાં સાધારણ વધ-ઘટ જણાય.

કાર્તિક સુદી ૫ તા૦ ૩૧-૧૦-૧૬ મંગળ—તુલાનો બુધ થવાથી કોઇ જગ્યાએ વરસાદ થાય ને રોગ ચાલે.

કાર્તિક સુદી ૮ તા૦ ૩-૧૧-૧૬ શુક્ર—જેઠનો મંગલ થવાથી રૂમાં ૫-૭ ટકાની ઘટવધ. મનુષ્યોમાં રોગ ફેલાય.

કાર્તિક સુદી ૧૦ તા૦ ૫-૧૧-૧૬ રવિ—દિન ૧૫ માં અળશી, ઘઉં, કપાસ, રૂ, સુતરના ભાવ તેજ થાય.

કાર્તિક સુદી ૧૫ તા૦ ૯-૧૧-૧૬—ગુરૂ—બુધનો અસ્ત થવાથી દિન ૩૦ માં ધાન્યના ભાવ તેજ. રૂના ભાવમાં ૧૦-૧૨ ટકા તેજ. અળસી, ચાંદીમાં વધઘટ થઇ અંતે તેજ થાય. ધાતુ તેજ થાય.

કાર્તિક વદી ૨ તા૦ ૧૧-૧૧-૧૬ શની—શનીનો વક્ર થાય છે તેથી રૂમાં ૩૦-૪૦ ટકા અને ચાંદીમાં ૪-૫ ટકા ચાર માસમાં તેજી થવાનો જોગ થયો છે, પણ વચમાં મંદી થઇ પછી તેજી થાય. તેટલીજ મુદતમાં રસકસ ને અનાજના ભાવમાં તેજી થાય. પ્રજામાં રોગ ચાલે. અળશીમાં તેજી થાય. તેમજ તલ, તેલ, સરસવ અને વસ્ત્રોના ભાવ તેજ થાય.

કાર્તિક વદી ૫ તા૦ ૧૫-૧૧-૧૬ મંગળ—વૃશ્ચિક સંક્રાંતિ થવાથી, ધાન્યના ભાવ સાધારણ ને રસકસના ભાવ તેજ થાય,

કાર્તિક વદી ૮ તા. ૧૮-૧૧-૧૬ શની—ધનનો રાહુ થવાથી, ચોપગાં પ્રાણીને બેથી પાંચ માસ સુધીમાં વેચવાથી લાભ મળે મિથુન રાશીમાં કેતુ આવવાથી રૂ, કપાસીયાનાં ભાવ

તેજ થાય. દીવસ પંદરમાં ઘઉં, અળસી અને લાલ વસ્તુ તેજ થાય.

કારતક વદી ૧૦ તા. ૨૦-૧૧-૧૬ સોમ—ધનનો મંગલ થવાથી લાકડાં, ઘાસ, અને પશુઓમાં તેજી થાય. રૂના ભાવમાં ઘટ વધ થઇ રહે. ચાંદીમાં મંદી.

કાર્તિક વદી ૧૨ તા. ૨૨-૧૧-૧૬ બુધ—રૂ, કપાસ, ઘીનો ભાવ બે માસની અંદર તેજ થાય. પ્રજામાં સુખાકારી.

કાર્તિક વદી ૩૦ તા. ૨૫-૧૧-૧૬ શની—રસકસ, રૂ, ચાંદીના ભાવ તેજ થાય.

---

## માગશર માસનું ફળ.

સારાંશ—રૂમાં ૧૫-૨૦ ટકા તેજી થાય. ધાન્યના ભાવ પણ તેજ થાય. રાહુ-મંગળ એક રાશીમાં આવવાથી રોગ ચાળો ચાલે. ઢોરોનો નાશ ઘણો થાય. નાણા ભીડ ઘણી થાય, તેથી વેપારી લોકો નુકશાનીમાં આવે. માવઠું થાય. ખેડુતો નુકશાન પામે, અફીણનો ભાવ તેજ થાય.

માગશર સુદી ૧ તા. ૨૬-૧૧-૧૬ રવિ—એક માસમાં રૂ અને અનાજના ભાવ તેજ થાય.

માગશર સુદી ૩ તા. ૨૮-૧૧-૧૬ મંગળ—રસકસના ભાવ તેજ થાય.

માગશર સુદી ૭ તા. ૧-૧૧-૧૬ શુક્ર- જેષ્ટાનો સૂર્ય થવાથી રૂના ભાવ તેજી થાય. દીવસ ૧૫ માં ગોળ, સાકર, સોના ચાંદીમાં તેજી થાય.

માગશર સુદી ૧૨ તા. ૬-૧૨-૧૬ બુધ—ધનનો બુધ થવાથી હાથીનો નાશ થાય. ધાન્યના ભાવ સાધારણ. રૂ, ચાંદીમાં ઘટાવધી થઈ તેજી થાય. વરસાદ થાય, ઘી, તેલ તેજ થાય.

માગશર સુદી ૧૩ તા. ૭-૧૨-૧૬ ગુરૂ—વિશાખાનો શુક્ર થવાથી ધાન્યના ભાવ સસ્તા થાય. માસ એકમાં રૂમાં ટકા ૧૦-૧૫ તેજ થાય.

માગશર સુદી ૧૪ તા. ૮-૧૨-૧૬ શુક્ર—પૂર્વાષાઢાનો મંગળ થવાથી ખેડુતને નુકશાન થાય. માવઠાનો જોગ છે. રસ-કસના ભાવ તેજ થાય.

માગશર વદી ૧ તા૦ ૧૦-૧૨-૧૬ રવિ—બુધનો ઉદય થવાથી રૂમા થોડા દીવસમાં ટકા ૧૫-૨૦ ઘટવધ થાય અને ચાંદીમાં ટકા ૧ ની તેજી થાય.

માગશર વદી ૫ તા૦ ૧૪-૧૨-૧૬ ગુરૂ—ધાન્યના ભાવ દિન ૧૫ માં સોંઘા થાય, રૂમાં વધઘટ થાય, વર્ષાદ થાય.

માગશર વદી ૬ તા૦ ૧૫-૧૨-૧૬ શુક્ર—ધન સંક્રાંતિનો સૂર્ય થવાથી રૂના ભાવમાં તેજી થાય. વૃશ્ચિકનો શુક્ર થવાથી ધાન્ય સસ્તાં થાય. રૂમાં ૧૦-૧૨ ટકા તેજી આવે ને અલશીમાં સહેજ તેજી આવે.

**માગશર વદી ૧૨ તા૦ ૨૨-૧૨-૧૬ શુક્ર**—મંગળનો અસ્ત થાય છે. ધાન્યના ભાવ સાધારણ, દરેક વસ્તુનાં ભાવ મંદા થાય, પ્રજામાં સુખાકારી. બે માસમાં રૂ ને અળશીમાં તેજી થાય

**માગશર વદી ૧૪ તા૦ ૨૩-૧૨-૧૬ શની**—ગુરૂ માર્ગી થવાથી ધાન્યના ભાવ મંદા થાય.

——:૦:——

# પોષ માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં ધાન્યના ભાવ સાધારણ, રૂમાં ૧૫-૨૦ ટકા વધ ઘટ થાય, અને ચાંદીમાં ૨-૩ ટકા ઘટ વધ થાય, રસકસ મોંઘા થાય. ટાઢ ઘણી પડે, પ્રજા સુખી થાય. ઘઉં અલસી, ચોખા, તલ, અડદ, ઘીમાં તેજી થાય. અમાસ મંગલ-વારી સારી ગણાય નહિં.

**પોષ સુદી ૧ તા૦ ૨૫-૧૨-૧૬ સોમ**—ઉતરાષાઢાનો મંગળ થવાથી ઘીમાં દિન ૧૫ માં તેજી થાય.

**પોષ સુદી ૨ તા૦ ૨૬-૧૨-૧૬ મંગળ**—મકર રાશિમાં બુધ મંગળ આવવાથી ધાન્ય સોંઘા થાય. ઘી તેલ મોંઘા થાય.

**પોષ સુદી ૫ તા૦ ૨૯-૧૨-૧૬ શુક્ર**—મકરનો મંગળ થયો છે. ધાન્યના ભાવ મંદા થાય. માહ માસમાં તેલ, અળસીના ભાવ તેજ થાય. ચાંદીના ભાવમાં ટકા ૧ ની મંદી થાય, ઘઉં, રૂમાં મંદી, વરસાદ થાય.

# વેપારીઓની ઈચ્છા

ભવિષ્યફળ પ્રકટ થતું રહેવાથી પ્રતિદીન પ્રજાએ તેનો ઘણોજ ઉપયોગ કરવા માંડયો છે જેમને ફાયદા થવાથી રોજે રોજની કેટલીક ચીજોના ભાવો મંગાવવા અમને લખવા માંડયુ તેથી ઘણી મહેનતે પહેલા જુજ વેપારીઓને તેનો અનુભવ આપ્યો જેમાં તેઓ સારૂં કમાયા તેથી અમોને ઘણીજ સારી હીંમત આવી અને અમારા અનુભવનો લાભ દરેકને આપવા નીશ્ચય કર્યો. ત્રણ વરસથી રોજે રોજની રૂ, ચાંદી. અલશી અને ઘઉંની તેજી મંદી કાઢવી શરૂ કરી. પ્રથમ અમે હાથથી લખી આપતા હતા જેમાં લોકો સારૂં કમાયાથી તેમણે તેને પુસ્તક આકારમાં છપાવી પ્રગટ કરવા આગ્રહ કર્યો જે અમે વગર આનાકાનીએ ઉપાડી લઇ વર્દ્ધમાન પંચાગ નામથી છપાવી ત્રણ વર્ષથી બહાર પાડીએ છીએ.



પોષ સુદી ૧૦ તા૦ ૩-૧-૧૭ બુધ—અભિજિતનો બુધ થવાથી ધાન્યમાં તેજી જણાય. ઘઉં, રૂના ભાવ પણ તેજ થાય.

પોષ વદી ૧ તા૦ ૯-૧-૧૭ મંગળ—ધનનો શુક્ર થવાથી ધાન્યનો ભાવ માસ એકમાં તેજ થાય. રૂમા ટકા ૧૦-૦૫ સુધી ઘટા વધી થાય. બુધનો વક્ર થવાથી રસકસના ભાવ તેજ થાય. પ્રજામાં રોગ ફેલાય. નાણા ભીડ ઘણી રહે.

પોષ વદી ૩ તા૦ ૧૧-૧-૧૭ ગુરૂ—શ્રવણનો મંગળ થવાથી ધાન્યના ભાવ મંદા થાય. વેપારીઓ નુકશાન પામે. બુધનો વક્ર થવાથી રસકસના ભાવ તેજ થાય.

# હજારો નીરાશામાં આશાનું એકજ કીરણ !

(ફાયદો ન થાય તો પૈસા પાછા.)

## કામ સંજીવન.

અદ્ભુત શક્તિ, બુદ્ધિ અને સઉંદર્યતાની વૃદ્ધિ કરનાર આ દવા થોડાજ વખતમાં ભારે વખાણ સાથે સર્વત્ર પ્રચલીત થઇ ગઇ છે. ગયલી જુવાની પાછી મેળવવા માટે આ દવા જાણીતી છે. **વીર્યને ઝરો છે......સ્ત્રીપુરૂષો માટે શક્તિની ઘણીજ ઉમદા દવા છે, કી. રૂ. ૧)**

## શંઢત્વ વિનાશક તેલ.

કોઇ પણ કારણથી ગુમાવેલાં પુરૂષત્વનો જો કોઇ પણ ઉપાય હોય તો અમારૂં **શંઢત્વ વીનાશક** તેલ છે. ગમે તે કારણથી ઉત્પન થયલી નસોની નબળાઇ માત્ર ત્રણજ દીવસમાં જડથી દુર કરે છે. સાધારણ શીથીલતા તો પહેલેજ દીવસે દુર થાય છે. એકવીસ દીવસનાં પુરા સેવનથી જીંદગીભર નચીંત થવાય છે. કીંમત માત્ર રૂ. ૫. નકલી માલથી ઠગાતા ના. લેબલો જોઇનેજ શીશી લેવી.

**જે. એન. શેઠના** કાલબાદેવી રોડ, મુંબઇ. નં૦ ૨.

**પોષ વદી ૫ તા૦ ૧૩-૧-૧૭ શની**—મકરનો સુર્ય થવાથી તેલના ભાવ તેજ ને ધાન્યના ભાવ સોંઘા થાય, પણ ફાગણ માસમાં મોંઘા થાય.

**પોષ વદી ૮ તા૦ ૧૬-૧-૧૭ મંગળ**--રૂ, સુતર, કપાસના ભાવ સાધારણ રહે, પણ એક માસમાં તેજી થાય. વળી શનીનો વક્ર થવાથી ધાન્યના ભાવ માસ દોઢમાં તેજી થાય. અગ્નિનો ભય.

**પોષ વદી ૧૦ તા૦ ૧૮-૧-૧૭ ગુરૂ**—રૂ, કપાસ, તેલ, ઘી, મોંઘા થાય.

**પોષ વદી ૧૨ તા૦ ૨૦-૧-૧૭ શની**—ઉનનો ભાવ ફાગણ માસમાં મંદો થાય. પશુઓ સસ્તા વેચાય.

**પોષ વદી ૩૦ તા૦ ૨૩-૧-૧૭ મંગળ**—મંગળવારી અમાસ હોવાથી રૂના ભાવમાં તેજી થાય. રોગ ફેલાય. દીવસ ૧૦ લગભગ અળશીમાં તેજી થાય.



## મહા માસનું ફળ.

**સારાંશ**--આ માસમાં હીમ પડવાનો ભય થશે રૂના ભાવ તેજ થાય ચાંદીના ભાવ પણ તેજ થાય. પાછવર અનાજના ભાવ મંદા થાય. પ્રજા સુખી થાય. રાજાઓ વિગ્રહથી મુક્ત થાય. રસકસનાં ભાવ મદી થાય.

**મહા શુદી ૧ તા૦ ૨૪-૧-૧૭ બુધ**—ધાન્યના ભાવ તેજ થાય. આવતા વર્ષમાં દુકાળનો ભય થાય. પ્રજામાં સુખાકારી સારી રહે.

મહા સુદી ૫ તા૦ ૨૭-૧-૧૭ શની—રસકસના ધાન્યના ભાવ મંદા. ધાતુઓ તેજ. રૂમાં ઘટવધ થઇ મંદી થાય.

મહા સુદી ૭ તા૦ ૨૯-૧-૧૭ સોમ—આવતા વરસમાં દુકાળનો ભય થાય. આજરોજ સોમવાર સારો નથી.

મહા સુદી ૧૦ તા૦ ૧-૨-૧૭ ગુરૂ—ઘી, ગોળ, ખાંડ, શાકરના ભાવ મંદા થાય.

મહા સુદી ૧૧ તા૦ ૨-૨-૧૭ શુક્ર—વર્ષાદથી ખેતીનો નાશ થાય. ધાન્યના ભાવ મોંઘા થાય. મનુષ્ય માત્ર નિર્ભય રહે.

મહા સુદી ૧૪ તા૦ ૫-૨-૧૭ સોમ—કુંભનો મંગળ થવાથી સર્વ ધાન્ય ને રસકસના ભાવ સાધારણ થાય. રૂમાં ૧૦-૧૨ ટકા ને ચાંદીમાં ૨ ટકા ઘટાવધી થઇ તેજ થાય. ઘઉં, ચોખા, જવ સોંઘા થાય.

મહા વદી ૧ તા૦ ૮-૨-૧૭ ગુરૂ—રૂના ભાવ મંદા થાય. પ્રજાનું કલ્યાણ થાય.

મહા વદી ૪ તા૦ ૧૧-૨-૧૭ રવિ—કુંભનો સૂર્ય થવાથી ધાન્યના ભાવ સાધારણ રહે લાલ વસ્તુ એટલે ત્રાંબુ, મરચાં, ગોળ, ઘઉંના ભાવ તેજ થાય. અલશીમાં મંદી થાય. રૂ. ચાંદીમાં ઘટ-વધ થઇ મંદી રહે.

મહા વદી ૭ તા૦ ૧૪-૨-૧૭ બુધ—ધાન્ય સારૂં પાકે.

મહા વદી ૧૦ તા૦ ૧૭-૨-૧૭ શનિ—ઘઊં, ચણા, સરસવ ને અળસીના ભાવમાં તેજી થાય.

મહા વદી ૧૩ તા૦ ૧૯-૨-૧૭ સોમ—રૂમાં તેજી.

# ફાગણ માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં ધાન્યના ભાવ મંદા રહે. અળશીના ભાવ તેજ થાય. રૂમાં તેજી થાય. ચાંદીમાં પણ તેજી થાય. ઘાસ, લાકડા, ચાંદી, આળસી, રૂનો સંગ્રહ હશે તે ઘણો લાભ મેળવશે. પશુઓનો ઘણો નાશ થાય. આવતું વર્ષ ઘણુંજ ખરાબ આવશે વદી ૧૪ નો જોગ ખરાબ છે. દુકાળનો ભય જણાય છે. રૂમાં લગભગ અઢી મહીનાં સુધી તેજી રહયા કરે.

**ફાગણ સુદ ૨ તા૦ ૨૩-૨-૧૭ શુક્ર**—એક માસમાં રૂમાં ૨૦-૨૫ ટકા, ચાંદીમાં ૨-૩ ટકા વધવા સંભવ છે. ધાન્યના ભાવ મંદા થાય.

**ફાગણ સુદી ૫ તા૦ ૨૬-૨-૧૭ સોમ**—ધનિષ્ટાનો બુધ ને કુંભનો શુક્ર થવાથી અનાજના ભાવ મંદા ને ગોળ તેલના ભાવ તેજ થાય. પશુઓમાં પીડા.

**ફાગણ સુદી ૯ તા૦ ૨-૩-૧૭ શુક્ર**—અનાજના ભાવ સાધારણ દિન ૧૫ માં રૂમાં તેજી થાય. ગોળમાં તેજી.

**ફાગણ સુદી ૧૦ તા૦ ૩-૩-૧૭ શની**—બુધનો અસ્ત થવાથી પવન ઠંડીનું જોર, કરા સાથે વરસાદ થાય. રૂના ભાવમાં એકદમ તેજી થવાનો જોગ છે. અલશીમાં મંદી.

**ફાગણ શુદ ૧૧ તા. ૪-૩-૧૭ રવી**—પૂર્વ ભાદ્રપદનો મંગળ. ચાંદી, રૂ કપાસીયામાં તેજી, વરસાદ થાય. અળસી, તલ, તેલ સોપારીમાં તેજી.

# રેટૉલ!




ઉંદરોને જીવતા નસાડવા માટે ફકત "રેટોલ"
ગોળીઓ વાપરો—

ઉંદરોને ઘરમાંથી નસાડો ને મરકીથી બચો.

તૈયાર ગોળીઓ, ફકત ઘરમાં નાખવાનીજ વાર.

અજમાયશ માટે એક શીશી જરૂર મંગાવો.

કીંમત ફકત આના ૮

ટપાલ ખર્ચ ત્રણ બાટલી સુધી આના ચાર.

**રેટોલ એજન્સી, પોસ્ટ નો. ૨,-મુંબઈ.**

ફાગણ શુદ ૧૫ તા. ૮-૩-૧૭ ગુરૂ—આજે હોળીનાં દીવસે વાયુની પરિક્ષા કરવી જોઇએ. આજે વાદળાં થાય, વરસાદ ને ગર્જના થાય તો અનાજનો સંગ્રહ કરવો. આગળ ઘણો લાભ થાય.

ફાગણ વદ ૧ તા. ૯-૩-૧૭ શુક્ર—આજથી ચાર દીવસ સુધી વાદળાં રહે તો સારાં, આવતું વર્ષ સારૂં નીવડે. પરંતુ જો વરસાદ આવી જાય તો ફલ સારૂં નહિં.

ફાગણ વદી ૨ તા. ૧૦-૩-૧૭ શની—ધાન્ય, રસ, રૂ, કપાસીયાની અવશ્ય તેજી થશે. સંગ્રહ કર્યો હશે તે ઘણો લાભ મેળવશે.

ફાગણ વદી ૫ તા. ૧૩-૩-૧૭ મંગળ—મંગળવારને મીનનો સૂર્ય થવાથી અનાજના ભાવ મોંઘા થાય. રૂમાં ૧૫-૨૦ ટકા વધઘટ થાય. મહાયુદ્ધ થાય. રસકસ મોંઘા થાય. શુક્રનો અસ્ત થવાથી આવતું વરસ ખરાબ. ઢોરનો નાશ થાય. અઢી માસ રૂમાં તેજી રહે.

ફાગણ વદી ૮ તા. ૧૬-૩-૧૭ શુક્ર—મીનનો મંગળ થવાથી ચાંદી, અળશી, ઘાસ, લાકડાં સંગ્રહ કરનારને બે માસમાં ઘણો લાભ થાય. ગોળ, સાકર, ઘીમાં પણ તેજી થશે.

ફાગણ વદી ૧૪ તા. ૨૨-૩-૧૭ ગુરૂ—આ દિવસથી મીન રાશિમાં સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર, ભેગા થતા હોવાથી આવતું વર્ષ ખરાબ નીવડે. વળી અમાવાસ્યા સાત ઘડી છે, તે જોગ પણ અશુભનો છે. આ જોગનું ફળ સંવત ૧૯૭૪ માં જણાય. ધાન્ય, તલ, તેલ, અલસીમાં તેજી થાય.